# સમયનો સિતારો

## ફેશનની ફિશીયારી!

**મનહર છંદ**

જમાનાની બલિહારી વિચિત્ર જણાય ભાગે,
દેખાદેખી કગથાંમા ન્હાયણુંસા માને છે;
નફા કે નુકશાન તણો વિચાર કરે ન જરી,
ગતાનુગાતિક બની જન વખણાય છે-
રી તિ કે રિવાજનુ વહન એવુ થઇ પડ્યુ,
પા દિસે મ્લાન વદનના માનવી,
દિસે હોય માહે પોલપોલ એવી,
ફેશન ની કહો શુ વ ણવી? — ૧
નાટક નવેલી નારીના પ્યાસી,
અત્ત ો તણા શોખીનો;
માથે 'ટીપટી પાડે સેથા,
હાથ છત્રિનો-
ધરમ ની પ્યાલી,
બિર

નાણા તણી તાણ પડે છેવટ લાચાર બને,
ફેશનની ફિશીયારી કહો શું વખાણવી? —૨
'તમે ખુશી અમે ખુશી' એટલુ યે લખવામા,
પન્તુ નહિ ચાલે પણ પાકીટજ જોઇએ;
વળી ચાર ચાર રોજે જરૂર પત્રની ધારે,
કહે શું છે પત્ર એ 'ટપાલે જઇ જોઇએ'-
હોય નહિ રોજ તોયે ફોગટ ફેરાની જાત્રા,
ટપાલની ઓફીસમા રોજની ચુકાવવી,
પોસ્ટમેન છતા વ્યર્થ વખત ગુમાવવાની,
ફેશનની ફિશીયારી કહો શું વખાણવી? — ૩
વધે નહિ વાળ થાય ચાર ચાર દિન ત્યાય,
ભગલા હજામ પાસે ભાવ થકી જાય
અવળી સવળી ઘસી ઘસી હજ કરી,
ધુપેલ — 'તેલ તણા લપેટા' છે -
સોપ પીયર્સને અતિ હર્ષ ચોળી,
લવેંડર — કોલનની શી વી;
'ઉપરકી અચ્છી બ જાને'
ફેશનની ફિશીયારી ? — ૪
અગરખો થયા,
સાદી ઘો કે,
ઘો' કરી,

ગળા ફાંસો અક્કડ કોલરથી ખવાય છે -
ડોક ઉંચી નીચી નહિ થાય તોયે ભાઈઓને,
હોય છે સુધારા રીત એજ એમ માનવી,
ઢંગધડા વિના આવા ખર્ચો વધારવાની,
ફેશનની ફિશીયારી કહો શું વખાણવી ? – ૫
નીચે ઉતરી ન પડે પાટલુન તેને માટે,
પટ્ટા ઘાલી ખભાપર અક્કડ બનાય છે,
વળી બેસી ન શકાય હોય તડોતડ તેથી,
ઉભા ઉભા પેશાબની હાજત કરાય છે -
એવી અવગુણી પડે પાટલુન મોંઘી તોયે,
ચોરણીથી ઉમદા તેનેજ મન જાણવી;
સુધારાની ખરી નેમ ગણતા તેને સપ્રેમ,
ફેશનની ફિશીયારી કહે શું વખાણવી ? – ૬
સાદા જોડા બોટા ગણી નાપાસ કરીને હોશે
વાધરી કે દોરીવાળા બૂટ ખરીદાય છે,
જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં છોડે બાંધે વળી વાંકા વળી,
તોય જમાનાએ એજ બૂટ વખણાય છે
પેરણ પછાડી ચાહે ઘેર ઘાઘરા સમાન,
કરે બાય કફ કરી બૈરી-બગડી સમી,
નરના ચિહ્નો ગમે ન નારીના હોશેથી ધરે,
ફેશનની ફિશીયારી કહો શું વખાણવી ? – ૭

હુકા ખર્ચ તણી જુની જાજમની રીત તજી,
સુધરેલા સેતરંજી શોખથી બિછાવશે,
ગાદી તકીયની નહિ ગમતી એક જરી,
ખુરસી ટેબલ માંડી ફેશન બતવશે-
પાચની જગાએ બેસે જાજમ ઉપર દશ
સમતા છતાએ રીતિ કઢગી જણારવી,
ખુરસી બે, બેસનારા આગ થતા મારે ફાંફાં!
ફેશનની ફિશીયારી કહો શુ વખાણવી? – ૮
પીતળના પ્યાલા ગયા ચીનની માટીના થયા,
કૉપર - જર્મન કેરા ગગ્મજ લાગતા,
કચ ગાટી તણા ફુટ ફૂટતા પલક માંહી,
સુધરેલા શોખી તેયે એનામેલ ચાહતા-
ભગારનુ મળતુ શુબીન નહિ છોકરાને,
દમડીની આશા ત્યાતો તેની શીદ રાખવી?
ઉલટો કકડો બેસે પગમા તો લોહી કાઢે,
ફેશનની ફિશીયારી કહો શુ વખાણવી? – ૯
આખા તણા વાસણોમા કટાવાની બીતિ રહે,
એમ ગણી એલ્યુમન ઉમગે સ્વીકારતા,
ખાર કે ભીનાશ થકી કાણા ઘણા પડી તેમા,
ચારણી હોય કાઈ કામ નહિ સારતા-
લોઢા પર કરીને રેગાન ખૂબ ખૂબી વડે,

વાસણો બનેલ હેત. ફેશન એ માનવી,
આખર ભગાર નહિ હોશથી ભીખરી બને,
ફેશની ફિશીયારી કહો શુ વખાણુવી ? – ૧૦
મોટી મોટી' પઘડી ને માથાની પગ,
ભારથી ભાઈનુ શીર્ દુખવાને લાગતુ,
ખોખા બહુ હલકા ને દેખાએ સુદર અતિ,
મુલાયનતાથી રાખે મુખ સદા મ્હેલતુ'
ખોખા થકી હગેરી કે તુર્કી' ચિનાઇ કૅપ,
શેઠ બધર્સની બહુ ઉપયોગી જાણુવી,
જુની થતા ગાભા તરીકેયે ખરીદે ન કેઇ
ફશાનની ફિશીયારી કહો શુ વખાણુવી ? – ૧૧
ફેશનથી ફાકડી બનેલ બેન રસિકાને,
હાતનો ચુડો કે સોના ચુડી ગમતી નહિ,
રાણી કે સુદરવેણી બગડી બીલ્લેલ તણી,
ફુકાને પોચીને પહેરે રમતી કર મહી-
રોફથી પછાડે પછી હાથ ટેબલની પર,
જુડખાની કુચી પણ ખુબીથી ઝફાળવી,
ખળળ ફૂટી જતાં સધવા વિધવા જાણે,
ફેશનની ફિશીયારી કહો શુ વખાણુવી ? – ૧૨
ગામડીયા જેવી સડી જાડી નહિ ચાલે જરી,
ઝીણી છાય સરભતી મલમલ જોઇએ,

પહેરતા અંદરથી દેખાયે બદન બધું,
ડોળ કરે લજ્જાળુ ન જોઈ બીજી કોઇએ -
પાણી કે પસીને ભીની અંગે ચપોચપ બણે,
કદમ્બક્રીડાની વસ્ત્રાહિન ગોપી જાણવી;
લજ્જાનુ ન નામ જરી ઉધ્ધતાઇ ભરી પૂરી,
ફેશનની ફિશીયારો કહો શુ વખાણુવી ? – ૧૩
પેટે પાટા બાંધી અને ભાઇને ભણાવે ડોસી,
દરણા પાણી કરીને બેહાલ બની જતી,
બી એ કે બી એસ તણી પરીક્ષા ભાઇએ આપી,
'યસ–નો' આવડ્યુ પણુ રીતિના કશી રતિ!
છતી આંખે અંધ બની ચશમા ચઢાવે પ્રીતે,
બૈરીમા ગુલતાન બની મોજમજા માણુવી,
ડોસીનો ન ભાવ પૂછે આંસુ શા તેણીના લુછે,
ફેશનની ફિશીયારી કહો શું વખાણુવી ? – ૧૪
પ્રભુ નામ લેવામાહી શરમાય સુધરેલા,
બૈરીતણો હાથ ઝાલી ફરતા ન લાજતા;
જોટાના ફોટા પડાવે ધર્મમા ન પાઇ આપે,
બાવલાના ફાળા કે નાટકમા નાણા જતા -
વિદેશી ફેશની ચીજ લેતા વધે રડી લહે,
'બાલ' આ વીશમસદી કાલ રૂપ માનવી;
ઘરના ઘટી ચાટે ને બાવાજીને બટી મળે,
ફેશનની ફિશીયારી કહો શુ વખાણુવી ? – ૧૫

(૭)

## નિંદાપાત્ર નોકરી

મનહર ૭૬

ઓફીસ ટાઈમ હોય અગ્યારથી પાંચ સુધી,
ઘાચીની ઘાણીના બેલ સમ ત્યાહે જવું,
જમતા જો અગીઆર ટાવ'મા થય તો તો,
મ્હોંનો ગ્રાસ મોનીમાહી ચટપટ ઉઠવૂ -
ધોયા નવ ધોયા હાથ કપડા ચઢાવી બહુ,
વેગથકી ટ્રમ-ઘોડા સમ તો દોડાય છે
અન્ન નહિ બેસે સ્થિર ઉફાળે આવે છે એવી,
નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે - ૧

ઓફીસમા પ્રયોગ પેપરપર ત્રાટકનો,
કરી કરી આંખો તેજહીન થઈ જાય છે;
વિણ ચશ્માએ થાય વશમા અક્ષર વળી,
કેડતણો કાંટો પણ વાંકો વળી જાય છે -
બેસીને વખત બધો કાઢવાનો પાણી વિના,
દબાણથી સર્વ સ્નાયૂ શિથીલજ થાય છે,
શેર શાક કેરો પણ ભાર ઉપડે ન એવી,
નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે - ૨

ખૂબ ખંત થકી કરે નોકરી ખરીયે તોય,
ઉપરીના ઉંબરા જો ઘરના ઘસાય નહિ,

હાજી હાજી કરતા જો આવડશે નહિ તો તો
ગ્રેડ કે પગાર વધવાની કઇ આશા નહિ–
સવારમા શાક પાન લાવી છૈયા તેડી ફરે,
સાજની સલામ પણ નવ ખાલી જાય છે,
આવડે ન ખુશામત એવીનો મળે ન લાભ,
નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે– ૩
વસીલાના સાથી મોટા હાથી બને સેજ માહી,
ઝાડ નામે ફલ ફૂલ મૂલથી વેચાય જેમ;
દમડીની ન્હોય ઓળખી તોયે ભાઇની કમાણી,
ઉભરાય જેમ કીડી કણ ન ગણાય છે –
ગરીબ રીબાઇ મની મહેનત કરી કરી,
વિદ્યા શીખે તોયે તેની ફોગટ તે જાય છે;
વસીલા વિનાનો જોડા ફાડે તોયે નહિ મળે,
નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે – ૪
માહા મરે માતતાત ભાઇ કે ભોજાઇ કોઇ,
નોકરીથી તોયે રજા વિણ છુટાએ નહિ,
લગ્ન પોતાનુ હોય તોયે ઉપરી સાહેબ,
રજા માગતામા મોઢુ મરડે નોન્સેન્સ કહી –
' ભાઇ કે ચલાવી લીયે કોઇ એમ લખો ' કહે,
કામ તણી ભીડ હાલ ઘણી જ જણાય છે,
જાણે ન પોતાનુ લગ્ન – કામ અન્યથી ન થાય

નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે – ૫
તડકો ન ટાઢ વાય વર્ષાદ તે ખમાય,
ભૂખને તરસ પણ દુર નાસી જાય છે,
રોગદોગ તણી ભીતિ ધારી ન શકાય મન,
જોગ અવજોગ તે પાતાળ પેસી જાય છે–
સગા વ્હાલાતણા વીવા વાજન મુકી ઠેકાણે,
લૌકિકની રીતિ પણ પડતી મુકાવ છે,
હુકમ મળે ત્યા જાવુ પડે ઇચ્છા ન છતાએ,
નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે – ૬
દેખ્યુ હોય નજરથી તોયે જોયુ નથી વળી,
સાંભળેલુ કાનોકાન ન સાંભળ્યું કરવુ;
જીભ છતા મુંગા બની હાજી હા માથુ નમાવી,
વળી વાય વચુ જેમ તે પીઠેજ ફરવુ –
દુધ હોય કાળુ અને ધોળા કોયલા દેખાય,
એમ કહે ઉપરી તે સાચુ જ મનાય છે,
ધોળા દહાડા ને રાત્રી કહેતા અચકે ન એવી,
નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે – ૭
ધર્મ અધર્મ ને નીતિ બધી મુકી નેવે,
નટ જેમ વાંદરાને દોરથી નચાવતો;
તેમ નોકર ધણીના હુકમને તાબે થઇ,
નાચતો કુદતો ખુશામતી બની આવતો – ૮

રાજા ધણી શેઠના વખાણ ગાય હેત થકી,
સ્વાર્થમાંહે અંધ બની માનહીન થાય છે,
ગધ્ધાને એ કાકા કહે શરમ ન ધારે કંઇ,
નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે – ૮

રાજ ચક્ષકેરૂ હિત ચાહી મન હેત થકી,
કરે નોકરી તો જનમાંહી તે નિંદાય છે,
પ્રજાનેજ તનમન ધારી તેનુ હિત કરે,
તો તો તેને રાજદંડ શિક્ષા પણ થાય છે,
બન્ને પક્ષ સમગણી હિત બન્નેનુ ચાહીને,
કરે નોકરી તો કંઇ ઠીક તે ગણાય છે.
મેશમાંહી રહી ડાઘ પડવા ન દેવો એવી
નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે – ૯

બાળક નિશાળમાંહી શીખે ત્યાંથી એજ શીખ,
ઝટપટ ભણી મોટા પગાર કમાતો થા;
ડીગરી મેળવી મોટી મોટી નોકરીઓ શોધી,
તાબેદારી ભોગવામા સુખ સમજતો થા -
વિદ્યા શીખવી ન જ્ઞાન માટે, પણ પેટ સારૂ,
એજ બીજ પ્રથમથી શિશુમા પ્રેરાય છે,
નોકરી વધી પઠ્યાથી પગે આટ આવે એવી,
નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે – ૧૦

સુતાર લુહાર અને કારીગર કડીયાઓ,
સ્વતંત્ર ધંધાથી દ્રવ્ય શાન્તિ સુખ મેળવે,
તેલ પળો કરનાર વાણિયે. ગરીબ પણ,
મોજથી દુકાન કરી પૈસો પાસ ભેળવે -
વિદ્યા વૃથા પુસ્તકમા દ્રવ્ય વૃથા પર ઘેર,
વૃથા સુખ પરસ્ત્રીનું નીચ નામ વ્યર્થ છે;
પરવશ નોકરીથી સર્વ વૃથા ' બાલ ' કહે,
નોકરી આકરી ખરી ખાંડા કેરી ધાર છે – ૧૧

# ભાડુતી ઘર

હરિગીત

' દેસાઇજી ! ઘર તમતણું ભાડાથકી શું આપશો ? '
' રસ્ને જતા બનશે નહિ આવી જરા તો બેસશો '
' કો' આવી બેઠો શું હવે માસીક ભાડું લ્યો તમે ? '
'જુઓ જરા નૃપ મહેલથી પણ આ જગા સહુને ગમે'–૧
' કહોને કરી છે સોઇ શું શું કેવી કયા ઘરની મહી ?
હરતા ફરતા કાટવળીઓ લાગતા માથા મહી,
પાણી નથી બહુ દૂર અહીથી ગાઉ એકજ થાય છે,
ઘર ફોડી ચોરી કવચિત દિવસે રોજ રાત્રે થાય છે–૨
છે ભેજ સગાથી સદા વર્ષાઋતુમા નવ ખસે,
કોઇ સ્થળે ખાડા પડીને કાંકરા તેમા દિસે;

ભીતો બધી ખભળી જવાથી ટાઢ અંદર ચમકતી
બાકી બધી સગવડ અહી છે કોઇ વાતે કમી નથી – ૩
અહી માણુસોનો ત્રાસ કોઇ દિવસ પણ થાતો નથી,
મચ્છર અને માકડ ઘણાછે ઠાસ પણ કમતી નથી,
મોભાર કોહાઇ જવાથી ટેકવ્યા આ થાભલા
તે બે વચે એકજ પથ ગીસોઇ આ કેવી ભલા ?-૪
વર્ષાઋતુમા ટપકી પાણી તળાવ ઘરમા થાય છે,
ગોટાઇને ઘરમા ધુમાડો જીવ બહુ મૂઝાય છે,
વીંછીતણા દર્શન સદા કોઇવાર સર્પ જણાય છે,
પણ સાણુસો ને લાકડી રાખ્યથી ભીતી જાય છે–૫
વળી કોઇ કહેતા છે અહી ફરતો ખવીસ બુઢો અતિ,
નહિ અન્ય દુખ દેતો કઇ પણ અંધકરી ભમએ મતિ,
સંડાસની દુર્ગંધ અમને અહી જરાએ ના ગમે,
લોટો લઇ નહિ ઉતરી જવાની સોઇ કંગી અમે–૬
તડકો તપે ઘરમા બહુ બહારે સુકવવુ ન પડે,
વળી કોલેરા ને પ્લેગ બન્ને હામ ધરી અંદર લડે;
થોડૂજ ભાડુ આપ મહિને બાર રૂપિયા આપજો,
રહેને ખુશી થઇ પછી ગમે તો એથી વધતૂ આપજો–૭
આ બાજુની ખોલીતણો રૂપિઓ ભલે દેશો નહિ,
તે આપી લેયો રાખજો કરવા ખડી ચોકી અહી,
બાજુ કસાગની દુકાનો છે ઘણી નજદીકમા,

'હે ઠોતણા ધબકારાની ધાકો પડે શું કાનમાં ?'–૮
વળી ઢેઠની વસ્તી નથી બહુ દૂર અહિંયાથી જુઓ,
અસ્થિ પ્રસારે કાગડાઓ તે થકી વહેમજ ખુઓ,
ને ચામડા કો હાણુની દુર્ગંધ સહિ રે' છે અહીં,
મરદા ઉચકી 'બાઈર મ' કહેતા લોક નિકળે અહિં કઈં–૯
દારૂની છે જબરી દુકાનો પાસ આ ઘરની નકી,
ત્યાં બેસતી કામી જુગારી ચોરની મંડળી પકી,
ટંટાબખેડા થાય મારામારીઓ પણ જ્યાં ઘણી,
ગણુતી નથી રહેતી કઇએ ગાળ અપશબ્દે તણી–૧૦
નથી લોટ દાળ ઘી તેલ મીઠું રોકડે મળતું જઈ,
ઉજાડમાં ઉછીનાણુ મળવાની શી આશા હશે ?
લીલોતરી કે મધુર ફળ નવ દૃષ્ટિએ પડતા ખરે !
સત્સંગ પણ નવ 'બલ'રે ! ભટાનુ ઘર આ શું કરે ?–૧૧

---

# તમાકુ દેવીનું સામ્રાજ્ય

કવ્વાલિ

અમલ છે આકરો મારો, સહૂને પ્રાણુથી પ્રિય છું,
નાત જાતે ન જૂદારો, કલિની દિવ્ય દેવી હું–
ગણાયે પૂર્ણ વિદ્વાનો, ધર્મમાં ચૂસ્ત જે પૂરા,
ન તજતા તે બિચારાઓ, મારા પ્રેમમાં શૂરા–

કવિ કે લેખકો મુજને, જરા પણ દૂર નહિ કરતા,
સપાટો લઇ પ્રિતે નાકે, કાવ્ય લખવા કરે ધરતા–
ટીનની દાબડી રૂડી, ચમકતી કાચ રંગેથી,
રૂપાની બનાવેને તેમા, ભરે મુજને ઉમંગેથી–
કેવડો કે ગુલાબીનો, સુગન્ધી પટ દઇ પ્રેમે,
ટેસથી ચપટી લઈ નાકે, ધરે રૂમાલને નેમે–
વળી કોઇ લઇ હથેળીમા, ચુનો ભેળી ચૂરો કરતા,
ટાપલી ત્રણ લગાડી મ્હો, વિકાસીને મહી ભરતા–
કરે થૂ થૂ ઘડી પહોરે, છતા મુજને ન છોડી શકે,
પાનની સાથમા ભેળે, વધારે ટેસ જેથી ટકે–
કઇ તો ગોળને ભેળી, મસાલાએથી રંગદોળી,
ચલમ ભરી જોસથી ખેંચે, થવા હૈયા તણી હોળી–
હનુમત પુચ્છના જેવી, લાંબી ને રાખી બહુ જબરી,
ગડગડાવે પલંગેથી, હુકો મન આણી મગરૂરી–
પાન આસોદરાના કે, ટિમરૂના લઇ પ્રિતે,
મને પધરાવી તે માંહી વાળી થાતા ખુશી ચિત્તે–
કાઠી સળગાવી મુજ બાળે પ્રથમ મુજ ભકત લઇ હાથે,
છતા હુ ટેસને આપુ, હૃદયમા રાખની સાથે–
ગોળીઓ વાળીને સેવે, આણીને મોહ બહુ મનમા,
પાતંગાની ચિરૂટ ફૂંકે, ગણાતા જે સુધારકમા–
સહુ પીએ સુખે ચાવે, બધે સ્થાન મ્હારી વસ્તી,

પુરૂષની શી કથા જ્યાહે, સ્ત્રીઓ પણ દાન પર ઘસની-
ઘસે તેના જુઓ દતો, ખાય તેના ખુણા ન્યાળો,
સુઘનાના જુઓ કપડા, ફૂકતાનો હૃદય માળો-
ભરે મુખ નાક દુર્ગંધે, દાન કોહાય પણ છોને,
ભલે છાતી બળીજાતી, મુકે નવ ભકત કદી મુજને-
જૈન તીર્થંકરો પૂજે, શાક્ત દેવી ભજે પ્રીતે,
મુસલમાનો કહે અલ્લા, શૈવ શંકર સ્તવે ચીતે-
વૈષ્ણવો વિષ્ણુને ભજતા, ઇશૂને ખ્રિસ્તિઓ સ્મરતા
સહુ નિજ પંથથી અળગા, કદીપણ નાહી વીચરતા-
એક ધર્મી નહી માને, બીજાનુ તત્વ પ્રમાણન્તે,
ધર્મ ભેદો ન મુજ ત્રાસે, અજબ સત્તા મહારી તે
ભેદ નહિ ભકતમા મારા, રૂડી અદ્વૈતતા શી આ ?
ગણ્યુંછે સેવ્યપથ મારો, વરીને ધન્ય મુજ વા વા-
પુરૂષ સ્ત્રી મૂર્ખ કે ડાહ્યો, ગરીબ કે દ્રવ્યનો દરીયો,
'બાલ' યુવાનને વૃદ્ધો, સઘ મુજ પ્રેમથી ભરીયો-

## દાંભિક દુનિયા.

કવ્વાલિ

ધર્યા કપડા રૂડા અંગે, ઘણા કિંમતી વિવિધ રંગે
કંઠ કંઠો નિલમ નંગે, શું આવે અંત એ સાંગે?-
પહેરી બૂટને કોટો, પડાવ્યા ફોકહા ફોટો,
પુરૂષ સ્ત્રીનો બની જોટો, નથી શું ડાગ એ ખોટો?-

ધરી છત્રી છડી હાથે, વધારે બાબરી માથે,
ચિનાઇ કૈપ તે સાથે, શું આવે અંત સંગાથે?–
ખિસામાં ખાસી ઘડિયાળો, બાંધી કે હું થયો બાળો
કરે કુચીતણો ચાળો, વૃથા આયુષ્ય શિદ ગાળો?–
હળદને ગાંઠિયે ગાંધી, પડ્યા સહુ સ્વાર્થના બાંધી
બન્યા પણ શું દવા સાધી? ટાળિ કે જગની વ્યાધિ?–
મલિનતા અંતરે વ્યાપી, સત્યની છાપ જગ છાપી,
ભલે કુલાય મન પાપી ન છૂટે બાધનો કાપી'–
કર્યાં ટીલા ધરી માળા, ભભૂતીના ભુરયા ગોળા,
અંતરે ક્રોધની જ્વાળા, જરૂર જગ ધૂતવા ચાળા!–
વધારી બહુ જટા માથે, વસ્ત્ર ભગવા કર્યાં સાથે,
બેરાખા કે ચલમ હાથે, છતા ચિત્ત દ્રવ્ય સંગાથે–
ન સંસારે રહે રંગી, બનેના તેમ પણ ત્યાગી,
દેશ પ્રીતિ ઉરે જાગી, ખરો તો એજ બડભાગી–
બાહ્ય અંતર કૃતિ સરખી, ખરા કર્તવ્યને પરખી,
'બાલ' દુઃખી દેશને નિરખી, કરે ઉદ્ધાર મન હરખી–

ઇત્યોમ્

ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રી પ્રેસમા
રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ છાપી અને નડીયાદમા આવેલા
જાદવ પુસ્તકાલયના માલીક બુકસેલર જદુલાલ નારણદાસે
સ્વામીનારાયણના મંદીર આગળથી પ્રસીદ્ધ કરી.